॥ વંદેમાતરમ્ ॥

જય સ્વદેશ — જય સ્વરાજ્ય

# ખાદી મહિમા.


સંગ્રાહક અને પ્રકાશક

ગુજરાત સાહિત્ય મંદિરના વ્યવસ્થાપક

કેશવલાલ ગોકળદાસ શાહ

કતોપોર બજાર, ભરૂચ



[સંવત ૧૯૮૦] [પ્રથમાવૃત્તિ સને ૧૯૨૪] [પ્રત દસહજાર]

મૂલ્ય એક પૈસો

મુદ્રક—પ્રભુભાઇ વિઠ્ઠલભાઇ

નવયુગ મુદ્રણાલય, લીમડાચોક-સુરત

## ત્હમારે આંગણે

**ભરૂચ વાસીઓ —**

ગુજરાત સાહિત્ય મન્દિર ત્હમારા આગણે સસ્તુ સાહિત્યનો પ્રચાર કરવા માંગે છે આજ સુધી પૈસા સીરીઝ સાત નીકળી ચૂકી છે આજે પૈસા સીરીઝ આઠમીનો જન્મ થાય છે "ફુલ નહીં અને ફુલની પાખડી" એ મુજબ ત્હમે ત્હમારી સેવા ગુજરાત સાહિત્ય મન્દિર પ્રત્યે કઇ રીતે કરી શકો ? હુ ધારૂ છુ કે ત્હમે ત્હમારી સેવા ગ્રાહક તરીકે નામ નોધાવી કરી શકશો ભરૂચ શહેરના માટે વાર્ષિક લવાજમ બાર આના રાખ્યા છે આજ સુધી ગુજરાતમાં સસ્તુ વાચન ત્હમને ભાગ્યેજ મળ્યુ હોય વર્ષ દિવસે ગુજરાત સાહિત્ય મન્દિર ત્હમને આઠસો પાનાનૂ વાંચન આપશે ભરૂચ અને ભરૂચ જીલ્લાની પ્રજા પાસે હમારી નમ્ર વિનતિ એટલીજ છે કે ત્હેમના ભરૂચ શહેરમા સ્થાપાયેલા ગુજરાત સાહિત્ય મન્દિરમાથી બ્હાર પડતી પૈસા સીરીઝના ગ્રાહક બની પોતાની સેવા બજાવવા ચૂકશે નહી

આપનો સેવક

**કેશવલાલ ગોકળદાસ શાહ**

૨૩-૬-૨૪ વ્યવસ્થાપક-ગુજરાત સાહિત્ય મન્દિર

કતોપોર બજાર, ભરૂચ

॥ ૐ ॥

જય સ્વદેશ વંદેમાતરમ્ જય સ્વરાજ્ય

# ખાદી મહિમા

## શુદ્ધ ખાદી ધાર લે

છોડ દે પરદેશી કપડા, છોડ દે તૂ છોડ દે,
દેહ પર તૂ શુદ્ધ ખાદી ધાર લે તૂ ધાર લે
આજ તક ત્હેં ખુબ પ્હેર્યાં વસ્ત્ર પરદેશી બધા,
પાપમાંથી મુક્ત થાવા શુદ્ધ ખાદી ધાર લે
વાપરી પરદેશી વસ્ત્રો લક્ષ્મીને હાકી મૂકી,
લાવવા એ લક્ષ્મી પાછી શુદ્ધ ખાદી ધાર લે
ગામડા ભાગ્યા હજારો ધર્મ દેશીનો ચૂકયો,
ગામડાં આબાદ કરવા શુદ્ધ ખાદી ધાર લે
દેશના કાજે હજારો પ્રાણ વ્હાલા થાયરે,
દેશના કલ્યાણ માટે શુદ્ધ ખાદી ધાર લે.
ગાંધીજી કહે છે પૂકારી વસ્ત્ર પરદેશી તજો,
મહાસભાની એજ આજ્ઞા શુદ્ધ ખાદી ધાર લે,

# ખાદી મહિમા

સાંભળ બ્હેની ખાદીનો મહિમા કહું,
સૂણજો બ્હેની પ્રેમ ધરીને આપ જો,
ભારત મૈયાનો સાચો શણગાર એ,
જપે ગાંધીજી ખાદીના નિત જાપ જો—સાંભળ.
પરદેશી કાપડ પહેર્યાથી આપણી,
ભારતની લક્ષ્મી પરદેશે જાય જો,
ભારત બધું નિર્ધનને દુખીયા બને,
ભૂખ્યા બાળક ટળવળતા દેખાય જો—સાંભળ
ચરબી ખેળ ચડે પરદેશી વસ્ત્રમા,
કહો ત્હમારાથી એ કેમ પહેરાય જો,
પહેર્યાથી મર્યાદા સચવાતી નથી,
ફાટે જલદી બને નકામા સાવ જો—સાંભળ
પણ ખાદી પહેર્યાથી પૈસો આપણો,
લાખો કારીગરના ઘરમા જાય જો,
રોજી મળતા કારીગર સુખીયા થશે,
આશિષ દેશે ત્હેમને વારવાર જો—સાંભળ
સોંઘી સસ્તી સુન્દર ખાદી છે ઘણી,
ટકે ઘણીને ફાટયાનુ નહી નામ જો,
પહેર્યાથી મર્યાદા પૂરી સાચવે,
ચરબી ખેળ મળે નહી નામ નિશાન જો—સાંભળ

ઉનાળામાં ઠંડક આપે અગને,
શિયાળામાં આપે ગરમી ખુબ જો,
ચોમાસામાં શરદીથી એ સાચવે,
ત્રણે ઋતુમાં ખાદી આપે સુખ જો—સાંભળ
ચક્ર સુદર્શન ગાંધીજીનો રેંટિયો,
ફેરવજો ઘરઘરમાં રાખી પ્રીત જો,
એ સુતરની સુન્દર ખાદી વણાવજો,
સૌને ખાદી પહેરાવો એ રીત જો—સાંભળ.
નાણાં બચશે નાણાં વધશે ખાદીથી,
આળસને પરનિંદા થાશે દૂર જો,
સુતર કાંત્યે શાન્તિ મનની પામશો,
સચવાશે વળી શિયળ રત્ન જરૂર જો—સાંભળ.
વ્હાલા માટે ભોજન જે રીતે કરો,
ખાદી પણ તૈયાર કરો એ રીત જો,
બજારના ભોજનમાં સાર મળે નહીં,
બજારના વસ્ત્રથી છોડો પ્રીત જો—સાંભળ.
ગાંધીજી તેત્રીસ કોટિના તાજ છે,
વિનવે છે બ્હેનોને વારવાર જો,
ખાદી પ્હેરો ને ફેરવજો રેંટિયા,
રાખો બ્હેની ભારત-માની લાજ જો—સાંભળ.

# અંગ પર ખાદી ધરો!

ઓ હિન્દના વાસી ત્હમે તો ખાદી! ખાદી શૂં? કરો?
ખાદી! ખાદી! જો વદો તો અંગ પર ખાદી ધરો!
જે ખાદી પ્હેરી ફ્રા ફરે તો ના ત્હમે ટીકા કરો,
ત્હેને મદદ કરવા ત્હમે અંગ પર ખાદી ધરો!
શુદ્ધ કાંતેલી જૂવો વિદેશી માંહી ના મરો,
શત્રુ ગણી પ્રેમે ત્હમે અંગ પર ખાદી ધરો!
અંગ પર ખાદી ધરી નિજ દેશની સેવા કરો,
હિન્દુ મુસ્લીમ ઐક્ય થઈ અંગ પર ખાદી ધરો!
સરકારની જો નોકરી કરતા ત્હમે પ્રીતે કરો,
એ નોકરી કરતાં ત્હમે અંગ પર ખાદી ધરો!
શુદ્ધ સુતરની જૂવો પ્રીતથી ત્હમે ખાદી વરો,
ત્યજી માલ વિદેશી ત્હમેં અંગ પર ખાદી ધરો!
તજવે ગુલામી ખાદી આ હિન્દમાત પ્રસન્ન કરો,
માતા પ્રસન્ન કરવા ત્હમે અંગ પર ખાદી ધરો!
અંગ પર ખાદી ધરો પોકાર ગાંધીજી કરે,
અડગ બની હૃદયે ત્હમે અંગ પર ખાદી ધરો!

## ખાદીની ભલામણ

બંધુઓ દેશના ઘેલા, હવે તો વાપરો ખાદી,
બરફ સમ ઉજળી ધોળી, હવે તો વાપરો ખાદી.
પ્રભુના દેવ મન્દિરમાં, લગનના ભવ્ય મંડપમાં,
સ્વયંસેવક તણા દળમાં, હવે તો વાપરો ખાદી.
લગ્નમાં ચુંદડી કાજે, મરણમાં ખાપણો કાજે,
કબર માંહી કફન કાજે, હવે તો વાપરો ખાદી.
હવે તો વાપરો ખાદી, હવે તો વાપરો ખાદી,
ગરીબડા દેશની ખાતર, હવે તો વાપરો ખાદી

## —: ખાનદાની :—

ખાદી ખરી ખાનદાન, વાહ મ્હારી ખાદી ખરી ખાનદાન,
ખાદી ખરી ખાનદાન ભાઇ ભાઇ ખાદી ખરી ખાનદાન

લાખોને પાળે, લાખો જીવાડે,
લાખોને શાન્તિ દેનાર—વાહ

ઉનાળે ઠંડક, શિયાળે ગરમી;
આપે ચોમાસે આરામ—વાહ.

નાણાં બચાવે, નાણાં વધારે;
નાણાંની રેલો રેલમ—વાહ.

ળ ભાગે, રોગોને કાઢે,
ચોરી લબાડીનો નાશ—વાહ
ટાણે કટાણે, કાળે દુકાળે,
ભાગ્યાની ભેરૂ છે ખાસ—વાહ

---

## — શુદ્ધ ખાદી —

વ્હાલા બંધુ, વાપરો શુદ્ધ ખાદી,
જેથી દુ ખ દુષ્કાળ જાયે ભાગી.—વ્હાલા
વિદેશીને વાપરી વિત્ત ખોયૂં,
પોકપોક મૂકી હિન્દ રોયૂં,
હવે મ્હારૂ ખાદી થકી મન મોહ્યું—વ્હાલા
ખાદીમાં ભરી બધી ખાનદાની,
વધારે ખરેખરી આબાદાની,
હજારોની જીવન દોરી છે ખાદી.—વ્હાલા
રૂડું કામ ખાદીનૂં નામ લેજો,
ખાદી રૂડી શાળમાં સૌ વણજો,
સદા સુખ શાન્તિ આનંદને ભરજો.—વ્હાલા

# ત્હમારી ફરજ !

ભરૂચ શહેરમાં સ્થપાયેલા ગુજરાત સાહિત્ય મંદિર પ્રત્યે ભરૂચ શહેરમા અને ભરૂચ જીલ્લામા વસતી પ્રજાની ફરજ એટલીજ છે કે ભરૂચ શહેરના રહીશો બાર આના ભરી ગ્રાહક તરીકે નામ નોંધાવે ભરૂચ જીલ્લાના તાલુકા અને ત્હેના ગામડામાં વસતી પ્રજા વાર્ષિક દોઢ રૂપીઆ ભરી ગ્રાહક તરીકે નામ નોંધાવે આશા છે કે આ ચોપડી વાંચનાર પોતે ગ્રાહક તરીકે નામ નોંધાવી પોતાની ફરજ અદા કરશે પોતાના મિત્રમડળમા પણ આ ચોપડી વચાવી તેઓનુ નામ નધાવવા માટે ભલાણ કરશે. ભરૂચ જીલ્લો અને ગુજરાત ઉપર વિશ્વાસ રાખી આ સાહસ ખેડવામાં આવ્યૂ છે એટલે આશા રાખુ છુ કે દરેક ભાઇઓ પોતાનૂ નામ નોંધાવી મ્હને મદદ કરશે.

| | |
|---|---|
| સ્થાનિક લવાજમ | ૦-૧૨-૦ |
| બ્હારગામ લવાજમ | ૧—૮—૦ (પોસ્ટેજ સાથે) |

આપનો સેવક

કેશવલાલ ગોકળદાસ શાહ

૨૫—૬—૨૪ વ્યવસ્થાપકઃ—ગુજરાત સાહિત્ય મન્દિર

ફતેપોર બજાર—ભરૂચ.

# હિન્દની આબાદી

અરે ! સતાન ભારતના હવે તો વાપરો ખાદી !
ત્હમે પ્હેરો હવે ખાદી ! થશે આ હિન્દ આબાદી
વિદેશી વસ્ત્ર ના પ્હેરો થતી આ હિન્દ બરબાદી,
પહેરી શુદ્ધ સૌ ખાદી ! કરોને હિન્દ આબાદી
ભલે જાડી બને ખાદી ! છતાં છે દેશનૂ કપડુ,
રહે છે દેશમાં નાણુ થશે આ હિન્દ આબાદી
ઘણાં સુદર અને ઝીણાં વિદેશી આંખ ઠારે છે,
ત્યજી એ માલ પરદેશી કરોને હિન્દ આબાદી
વણેલી શાળ પર ખાદી ! ત્હમારે અગ ધારોને,
પહેરો શુદ્ધ જો ખાદી ! થશે આ હિન્દ આબાદી

વસ્યો સત્યાગ્રહાશ્રમમા પૂકારે નાદ ખાદીનો,
ધરી ઢોઈ ત્હમે કાને કરોને હિન્દ આબાદી
ઘણી સસ્તી ઘણી ટકતી કરે છે ધર્મની રક્ષા,
કહ્યું બાપુ તણુ માનો થશે આ હિન્દ આબાદી.
બધે ખાદી ! બધે ખાદી ! જગાવો દેશમાં ખાદી !
બનાવી દેશને ઉજળો કરોને હિન્દ આબાદી.
ત્હમે અગે ધરી ખાદી ! બધાંને બોધ સારો દો,
પહેરે જો બધા ખાદી ! થશે આ હિન્દ આબાદી.
કરો નિશ્ચય હૃદયમાંહી, અહો શૂરા પ્રતિજ્ઞા એ,
અડગ થઈ પ્હેરવી ખાદી ! કરોને હિન્દ આબાદી.

૧૫૭૪



## -(:) શુદ્ધ ખાદીનો સન્દેશ (:)-

શુદ્ધ ખાદી કહે છે સર્વનેરે,
સૂણો ભારતના નરનાર—શુદ્ધ
મ્હને અંગે ધારો પ્રેમથીરે,
કરો મ્હારી સાથે તમે પ્યાર—શુદ્ધ
માન મ્હારૂ વધારો ઘરેઘરેરે,
હુ ખીચાની હૂ પાલનહાર—શુદ્ધ.
દૂધ ઘીને દાણા સસ્તા થશેરે,
રેટિયાનો થશે રણકાર—શુદ્ધ
ગામડાની આબાદી જામશેરે,
ઘેર બેઠા લાખોનો નભાવ—શુદ્ધ
થશે સાદી રહેણી સૌ લોકનીરે,
બની જાશે ઉદ્યમના દાસ—શુદ્ધ
તનમનથી ઉપાસના જો કરોરે,
મળે સાચુ ને શુદ્ધ સ્વરાજ—શુદ્ધ.



# હમે તો વાપરી ખાદી

અમોને તો નસે નસમા, સ્વદેશી પ્રેમ લાગ્યો છે,
સ્વદેશી પ્રેમને લીધે, હવે તો વાપરો ખાદી
ગરીબડા બધુના દુખો, હમોને છાતીએ લાગ્યાં,
દુખોમાં ભાગ લેવાને, હમે તો વાપરી ખાદી
મરે વસ્ત્રો વિના બધુ, મરે વસ્ત્રો વિના બ્હેનો,
ગરીબાઈ દૂર કરવાને, હમે તો વાપરી ખાદી
હમારા દેશની લક્ષ્મી, વિદેશે ખૂબ લૂટાણી,
અખૂટ એ લક્ષ્મીને માટે, હમે તો વાપરી ખાદી
વિદેશી વસ્ત્ર વાપરતા, વિદેશીના બન્યા ગુલામ,
ગુલામી દૂર કરવાને, હમે તો વાપરી ખાદી
હમારી ખાનદાનીની, નિશાની શુધ્ધ ખાદી છે,
હમારી કીર્તિને કાજે, હમે તો વાપરી ખાદી
મહાત્મા ગાંધીની આજ્ઞા, હમે શિરપર ઉઠાવી છે,
હમારી મુક્તિ છે ત્હેમાં, હમે તો વાપરી ખાદી



# વ્હેપારી ભાઈઓને

ત્હમારી જાહેરખબર આજને આજ ગુજરાત સાહિત્ય મન્દિરમા મોકલી આપો, કારણકે દર અઠવાડીએ દશ હજાર ચોપડીઓ ત્હેના તરફથી પ્રસિદ્ધ થાય છે અને તે સસ્તી કીમતે વેચાય છે. ચોપડીઓનો ઘણો ફેલાવો હોઈ, જાહેર ખબરના ભાવ ઘણાજ સસ્તા છે માટે આજેજ લખી મોકલો

## જાહેર ખબરના ભાવ

પાનુ નવમુ અને તેરમુ

| એક વખત, | ચાર વખત, | બાર વખત, | ચોવીસ વખત, | અડતાલીસ વખત |
|---|---|---|---|---|
| રૂા ૭ાા | રૂા ૨૫) | રૂા ૬૦) | રૂા ૯૦) | રૂા ૧૨૦ |

## પાછળ ટાઇટલ પેજના ભાવ

| | | | | |
|---|---|---|---|---|
| રૂા ૧૦) | રૂા ૩૦) | રૂા ૭૫) | રૂા ૧૨૦) | રૂા. ૧૮૦) |

આશા છે કે શ્રી ગુજરાત સાહિત્ય મન્દિર પ્રત્યે ત્હમારી ફરજ અદા કરવા ત્હમારી જાહેર ખબર મોકલી આપો

શ્રી ગુજરાત સાહિત્ય મન્દિર
ફતેપોર બજાર—ભરૂચ

# ખાદીનો રંગ

વાહ મ્હને ખાદીનો લાગ્યો છે રંગ, ખાદીનો લાગ્યો છે રંગ—વાહ૦
હાથે કાંતેલીને, હાથે વણેલી, હાથે સીવેલીનો સંગ—વાહ૦
ભૂખ્યાને રોટી, નાગાને કપડાં ખાદી આપે આનંદ—વાહ૦
તેજ વધારે લાલી ચઢાવે, હાંકે ઉદાસી ને દંભ—વાહ૦
સાદા બનાવે, સીધા બનાવે વળી વધારે ઉમંગ—વાહ૦
પ્હેરૂં પ્રીતેથી, ઓઢું પ્રીતેથી, ખાદીનો લાગ્યો છે છંદ—વાહ૦
પ્હેરૂં પ્હેરાવું, ઓઢું ઓઢાડું, મચાવું ખાદી કેરો જંગ—વાહ૦

---

## જોઇએ છે

દરેક ગામમાં ફેરીનું કામ કરનાર ચાલાક માણસો અને દરેક ગામમાં એજન્ટો જોઈએ છે.

ટ્રેનની અંદર, ગામડામાં, સભામાં દરેક સ્થળે ફરીને ચોપડીઓ વેચી શકે ત્હેવા ચાલાક, હોંશિયાર માણસો જોઈએ છે પગાર અથવા કમીશન માટે લખો—

શ્રી ગુજરાત સાહિત્ય મન્દિર
કતોપોર બજાર—ભરૂચ

# ધ્યાન આપો.

ગુજરાત સાહિત્ય મન્દિર તરફથી બાર આનામાં વાર્ષિક આઠસો પાનાનુ સસ્તામા સસ્તુ ઉત્તમ વાચન મળે છે એ વાચન મેળવવા માટે કયા સાહિત્ય રસિક હજી સુધી ગ્રાહક તરીકે નામ નહિ નધાવ્યુ હોય ? આજ સુધી ગુજરાતમા અનેક પુસ્તકો બ્હાર પડયા છે કેટલીક ગ્રથમાળાઓ પણ બ્હાર પડી છે છતાં ત્હેનો વિશેષ પ્રચાર પ્રજામાં ન થતો હોવાથી વાર્ષિક આઠસો પાનાનુ સસ્તામાં સસ્તુ અને ઉત્તમ વાચ ! ગુજરાતના નરનારીઓના ચરણે ગુજરાત સાહિત્ય મન્દિર ફકત બાર આનામા ધરે છે દર અઠવાડિયે નવી ચોપડી બ્હાર પાડે છે રાજકિય અને સમાજ સુધારણાની ન્હાની ન્હાની રસિક ચોપડીઓમાં સુન્દર વાચન બ્હાર પાડે છે વ્હેપારી ભાઈઓને પણ વિનતી કરવામા આવે છે કે પોતાની જાહેર ખબર મોકલી આપવી, કારણકે જાહેર ખબર લેવાના ભાવ ઘણાજ સસ્તા રાખ્યા છે આશા છે કે ગ્રાહક તરીકે નામ નધાવી, જાહેર ખબર મોકલી આપી ત્હમારા ગુજરાત સાહિત્ય મન્દિરને મદદ કરશો

સ્થાનિક લવાજમ ૦-૧૨-૦ બ્હારગામ રૂા ૧-૮-૦

શ્રી ગુજરાત સાહિત્ય મન્દિર
કતોપોર બજાર—ભરૂચ

# ખાદી! ખાદી! ખાદી!

અયિ ભારત તનુજો! ખાદી પ્હેરો! ખાદી પ્હેરો! એવી મ્હોટી બૂમ મારવાથી કોઇ ખાદી પ્હેરી શકે નહીં પ્હેલાજ આપણે શુદ્ધ ખાદી પ્હેરી, પરદેશી કાપડનો ત્યાગ કરી દરેકને શુધ્ધ ખાદી પ્હેરવાને માટે ભલામણ કરી શકીએ મહાત્મા ગાંધીજી પણ ખાદી પ્હેરવાનો ઉપદેશ કરતા જેલમા જઇ હમણાજ છુટી આવ્યા. જેલમાંથી છૂટીને પણ ખાદી પ્હેરવાના દરેક હિન્દ વાસીઓને ભલામણ કરી રહ્યા છે પોતાના દેશ માથી સાઠ કરોડ રૂપિઆ પરદેશ ઘસડાઇ જતા બચાવવા માટે, હિન્દ ભૂમિમા ભૂખે અને ટાઢે મરતા હજારો માણસોને સુખી કરવા માટે હિન્દ ! ઉદ્ધાર થાય ત્હેને માટે દરેક ઘર શુદ્ધ ખાદી વિના બાકી ન રહેવુ જોઇએ ખાદીમાજ આપણી અને આપણા દેશની આબાદી છે. પરદેશી કપડા પ્હેરી અધા નગ્ન દેખાઇ લક્ષ્મીને પરદેશ મોકલો છો ત્હમારૂ અને ત્હમારા દેશનુ, ત્હમારા બાળકોનુ શ્રે ખાદીમાજ છે બસ એકજ ધ્વનિગજાવો કે —

"આજ તક ત્હે ખુબ પ્હેર્યાં, વસ્ત્ર પરદેશી બધા,
પાપમાંથી મૂક્ત થાવા, શુદ્ધ ખાદી ધાર લે."

૨૬-૬-૨૪ રમેશચન્દ્ર અ ભટ્ટ